

'શ્રી લોહાણા કન્યાશાળા અને અનાથાલય.

( ઓર્ફનેજ

# વાર્ષિક સમારંભ

સ્થાપક:—

શેઠ પદમસી ધનજીની વીધવા કાનબાઇ.

સ્થાપીત મેનેજીંગ કમીટીની પરવાનગીથી છપાવનાર

લોહાણા જ્ઞાતી સેવક:—

ખીમજી તેજપાળ રાએમંગ્યા.

સને ૧૯૨૩.

શ્રીસમર્થ સેવક પ્રીંટીંગ પ્રેસમાં શંકર સખારામ ડાળેએ

છાપ્યો. કાંદાવાડી ઘર નં. ૭૨—૮૦ મુંબઈ નં. ૪

શ્રી લોહાણા કાનબાઈ કન્યાશાળા અને ઓરફનેજના વાર્ષિક સમારંભના મેળાવડા વખતે થયલાં ગાયનો અને સંભાષણો.

## ૧

## ઈશ્વર સ્તુતિ.

જગતપિતા પરાત્પરા, સમસ્ત પાપ સહુરા.
શરણ સર્વે જીવનાથ, કૃપા કરો દયા ધના.
કુબુધી દુઃખ કાપશો, વિશુદ્ધી જ્ઞાન આપશો.
અમારી એજ પ્રાર્થના, કૃપા કરો દયા ધના.
શરણ સર્વે જીવનાથ, કૃપા કરો દયા ધના.

## ૨

## ( આવકારનું ગાયન. )

આવો આવો પધારો મોંઘેરાં મેમાંન, અંતરને વહાલે વધાવ્યે.
અમો દીન તણાં આપણાં આવાશમાં ?
તમો ભાગ્યશાળી અતીના હુલાશમાં ?
ક્યાંથી પગલાં પનોતાં મોંઘેરાં મેમાંન, અંતરને વહાલે વધાવ્યે.
નથી કલગી કે હાર ફુલ હેમનાં ?
નથી મોતી માણેક મહા મુલનાં ?

માત્ર હૈયાંના ઉંડાં ઉમળકા તૈયાર અંતરને વહાલે વધાવ્યે.
શાંત સાદાં અમારાં છે આંગણાં !
શાંત સાદાં અમારાં વધામણાં !
વેણ સાદાં પણ દેવાં અમોલાં સનમાન, અંતરને વહાલે વધાવ્યે.
નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો !
વિમળ હૃદયતણાં ભાગ્યને વધારશો !
એજ વિનંતી છે તમોને મોંઘેરાં મેમાન, અંતરને વહાલે વધાવ્યે.

૩

## ( કલજુગનો રાસડો. )

તમે સાંભળોને અરે તમે સાંભળોને સંત સુજાણ કલજુગ આવ્યોરે
તમે દેખો દુન્યાનાં તોફાંન કલજુગ આવ્યોરે.

સાખી.

કોઈ કોઈ ઘરની વહુ દીકરીઓ નહી કરવાનું કરશે રે.
સસરા જેઠની લાજ ન પાળશે માથે ઉઘાડી ફરશે—કલજુગ

સાખી.

વહુ સાસુનો ઝગડોજ થાશે દીકરો જોઈને હસસેરે-
સાસરીયાંના લાડજ પાળશે માબાપ ખસતાં કરશે--કલજુગ

૪

## ( નાની બાળાઓનું ગાયન. )

વાહ ! નાચી કુદી વખત ગુજાર્યે અમો.
રે ! નાચી કુદી વખત ગુજાર્યે અમો.

માત પિતાને ફીકર ચીંના અમો તો બસ રમીએ,
મારામારી ધીંગા મસ્તી કરી પેટ ભરી જમીએ— —વાહ
મા તો એવાં માયાળુ ને આપે દ્રાક્ષ જરદાળુ ?
કોઈ વાર જુલાબનું પ્યાલું તોપણ ઘણાં માયાળુ——વાહ
બાપ રાખે કરડો ડોળ, નેતરના ઝપેટા ?
મા મારે બાપ પતાવે લોક જોય છોકરાંની ગમ્મત —વાહ
નાદાન વયમાં મોજમજાહને કરીએ નહીં તો શું ?
મોટાં થઈશું ત્યારે શીખશું હાલતો મજાહ મારી લઈશું-વાહ

૫

## ( રાસડો પતિવૃત્તનો. )

પતીવૃતાનો પૂર્ણ પ્રતાપ, જગમાં જાહેર છે જાહેર છે
તૃપ્ત કર્યા દુર્વાસાને, વિણ ભોજન ભવ્ય પ્રસાદે !
દિવ્ય સતી દ્રાપદીનાં કામો, સુભગ સુયશને છાજે—જગમાં
ભોગવતી સતી જેનો સ્વામી, સર્પ ભયંકર ભારી
નીજ પતીવૃતને પૂર્ણ પ્રતાપે, કર્યો પુરૂષ તન ધારી—જગમાં
છળવા કૃષ્ણ ગયા સતી વૃંદા, બહુ કપટથી બળમાં-
સતીએ શ્રાપ દઈને કીધા,, પત્થર રૂપે પળમાં—જગમાં
અનંત અદ્‌ભુત કૃત્યો કરંતી અનંત સતીઓ છાજે
એ સૌ સતીનાં નામ સ્મરણ કરી પવિત્ર થઈએ આજે—જગમાં

૬

## (અનસૂયાનો સંવાદ ગાયન.)

ત્રિભુવન પતિ તારનાર વાર કરો મારી
વાર કરો મારી હરી થાઓ સાહેકારી-ત્રિભુ
દીન દયાળ શરણે બાળ, કીંકરીની લ્યો સંભાળ
પીડે છે પ્રાણીને પાપી દુષ્કાળ, પીવા મળે ન વારી-ત્રિભુ
ભુલી ગઈ મમ દેહ ભાન, સ્વામીની સેવામાં લગ્યું તાન,
કયાંથી કરાવું હવે જળ પાન, પતિને સેવનારી-ત્રિભુવન

**અનસૂયા**—આહા ? હું પાણીની શોધમાંને શોધમાં ક્યાં જાઉં છું. શું હું સ્વપ્ન તો અનુભવતી નથી ? ના ! ના! હું મારા સ્વામીને માટે જળની શોધમાંજ ફરૂં છું. પરંતુ કોઈ પણ સ્થળે જળ દ્રષ્ટીગોચર થતુંજ નથી. (આસપાસ જોઈને) અરે ! પણ આવા ભયંકર જંગલમાં પેલી પર્ણકુટી કોની હશે ? એમાં કોણ રહેતું હશે ? શું કોઈ અધર્મીઓ આવા જંગલમાં આવતા જતા વટેમાર્ગુઓને લુંટવાના ઈરાદથી અહીંઆં રહેતા હશે ? કે કોઈ દુષ્ટ પીશાચ કે અસૂરનું સ્થાન હશે ? ગમે તે હો ! પરંતુ ત્યાં વસ્તીતો હશેજ ! માટે ચાલ હું ત્યાં જઈ પૂછી તપાસ

કરૂં. ( જોઈને ) પેલા વૃક્ષ નીચે કોઈ તપસ્વી હોય એમ જણાય છે. જરૂર આ પર્ણકુટી એમનીજ હશે. ( પાસે જઈને વંદન કરે છે. )

**નર્મદા**–અરે બાઈ ! તું કોણ છે? અને આવા નિર્જન જંગલમાં એકલી તું ક્યાંથી આવી ચડી? શું તું કોઈ ભૂલી પડેલી અપ્સરા છે?

**અનસૂયા**–યોગીની ! મને માફ કરો, મારૂં વૃતાંત કહેવાનો અને એક પણ શબ્દ સંભળાવવાનો હાલ મને અવકાશ નથી; મને કૃપા કરીને કહો કે આટલામાં કોઈપણ સ્થળે જળ મળી શકશે?

**નર્મદા**–બાઈ તું ઘણી ભોળી જણાય છે. આજ સો સો વર્ષ થયાં દુષ્કાળ હોવાથી સો સો ગાઉ ફરતી જગ્યામાં કોઈ પણ સ્થળે જળ દ્રષ્ટિએ પડતું નથી; તો તને અહીંઆ તે જળ ક્યાંથી મળશે? માત્ર તપના બળથી વાયુનું ભક્ષણ કરી હું રહું છું.

**અનસૂયા**–હા હરી ! હરી ! શું મને મારા સ્વામીને માટે જળ નહીંજ મળે? મારા પતિએ આજ સો વર્ષની અખંડ સમાધીમાંથી જાગૃત થતાં માત્ર જળ માગ્યું, તે પણ લાવી આપવાને આ દીકરી સમર્થ નથી? અત્યારસુધી સ્વામીની સેવામાં દિવસ નીર્ગમન

થતાં હોવાથી તૃષા કે ક્ષુધાનું મને ભાન ન રહ્યું. પણ જ્યાં સર્વત્ર દુષ્કાળ દુષ્કાળ ફેલાઇ રહયો છે; ત્યાં જળ તે ક્યાંથી લાવું ? હે ગંગા; યમુના, ને સરસ્વતી આદી સરિતાઓ ? શું તમે મારી આ પ્રાર્થના નહી સ્વીકારો ? મારા સ્વામીને માટે આટલું કમંડળ જળથી નહી ભરી આપો ? જો તમારામાં સત્યનો લેશ પણ અંશ હોય, અને મારી સ્વામી સેવાનું જે કાંઇ પુણ્ય થએલું હોય તો તેના પ્રભાવે ગંગાજી પ્રકટ થશો; અને આ કમંડળ જળથી ભરી આપશો.

( અવાજની સાથે જમીનમાંથી ગંગા પ્રકટે છે. )

**ગંગા**—મહાસતી અનસૂયા; હું ભાગીરથી તારાપર પ્રસન્ન થઇ છું, હવે તારા સ્વામીને માટે આ કમંડળ જળથી ભરી લે.

**અનસૂયા**—સતી ભાગીરથી ? મારા પર આપની આવી અનહદ કૃપાને માટે હું આપની અત્યંત આભારી છું. (જળ ભરે છે.) મારા સ્વામીને માટે આ કમંડળ ભરી જળ મને મળ્યું, પણ મારી એક બીજી વિનંતી સ્વીકારશો ?

**ગંગા**—જે કહેવું હોય તે ખુશીથી કહે.

**અનસૂયા**—આપના અત્રે પધાર્યાના સમાચાર જો મારા સ્વામીના જાણવામાં આવશે, તો અવશ્ય તેમને આપના પવિત્ર જળમાં સ્નાન કરવાની ઈચ્છા થશે. માટે મારા સ્વામીની એ ઈચ્છા પરીપૂર્ણ થતાં સુધી આપ અહીંઆજ વિશ્રાંતી લેશો.

**ગંગા**— ધન્ય છે! ધન્ય છે! તારી પતી સેવાને ધન્ય છે. ! સંતસંગ જેવી શ્રેષ્ટ વસ્તુ ત્રીલોકમાં પણ નથી. મારા એવાં ક્યાંથી અહોભાગ્ય ! કે મને સત્સંગ સહેજ પ્રાપ્ત થાય. પણ જો તારૂં માત્ર એકજ દિવસના પતીસેવાનુ ફળ મને અર્પણ કરે તો હું તેમ કરવા કબુલ છું.

**અનસૂયા**—(હાથમાં જળ લઇને) તથાસ્તુ !

**નર્મદા**—(નમન કરીને) ભગવતી ! મેં આપને ન ઓળખ્યા, મારા અપરાધને માટે મને ક્ષમા કરજો.

**અનસૂયા**—યોગીનિ ! તમે નિર્દોષ છો. મારા સ્વામીને માટે હું જળની શોધમાં ફાંફાં મારતી હોવાથી મને શુદ્ધી ન હતી, કદાચ મેં આપનો અનાદર કર્યો હશે, તો ક્ષમાને પાત્ર તો હુંજ થઈ ચૂકી છું

આપ કોણ છો ? અને આ ભરજુવાનીમાં આમ કઠીન તપ શા માટે આરંભ્યું છે?

## ગાયન.

**નર્મદા—** ભજું પ્રીત થકી આજ હુ મોરારી,
ભોગવવાને સ્વર્ગ સુખ આશ મારી-ભજું
નથી મારે કોઈ માત તાત ભાઈ,
મીથ્યા છે આ સર્વ જગતની સગાઈ,
સાચી એક અવનીમાંહી ભક્તિ તારી-ભજું
રહી મોહી આ સંસાર સુખ જાણી,
જાણ્યું સુણી સતીઓ સતપુરૂષ વાણી,
બેસું ઠરીને ઠામ આવી શરણ તારી—ભજું

મહાસતી ? હું હજી કુંવારી છું. મારા નસીબમાં પતીનું સુખ નહી સરજેલું હોય, તેથી મારો જેની સાથે સગપણ કરે છે તે લગ્ન થતાં પહેલાંજ મરણ પામે છે. એક પછી એક એમ મહા મહેનતે મારાં ગરીબ માબાપે મારે માટે સારાં સારાં કુલીન પાંચ છ ઘર જોયાં પરંતુ તે સર્વ મેહનત વ્યર્થ ગઈ.
અને હું અવિવાહિતજ રહી હું હવે અસાર સંસારથી કંટાળી અહીંયાં રહી ઈશ્વર ભજનમાં દિવસ નિર્ગમન કરૂં છું. મારે લાયક સ્વામી મને મળવો મુશ્કેલ છે. તો આ ભવાબ્ધિમાંથી મુક્ત થઈ, આજ દેહે સ્વર્ગનુ સુખ અનુભવવા આ તપ આરંભ્યું છે.

**અનસૂયા**–બહુ સારૂં ! હવે હું રજા લઈશ. મારા સ્વામી મારી રાહ જોતા હશે. તમારી મનકામનાઓ સફળ થાઓ. ( જાય છે. )

**આકાશવાણી**–અરે ભાગ્યશાળી નર્મદા ધન્ય છે ! ધન્ય છે! મહાસતી અનસૂયાના આશીર્વાદથી આજ તમારૂં તપ સફળ થયું છે, જે માંગવું હોય તે ખુશીથી માગ. અમે તારા પર પ્રસન્ન થયા છીએ.

**નર્મદા**–જો આકાશમાંથી આવતો ધ્વની સત્ય હોય. તો આજ દેહે સ્વર્ગનું સુખ ભોગવવાની મારી જે ઇચ્છા છે તે પરીપૂર્ણ થાઓ.

**આકાશવાણી**–તથાસ્તુ;

( અંતરીક્ષથી એક દીવ્ય વૈમાન આવે છે તે નર્મદાને લઇ આકાશમાં જાય છે. )
નર્મદા વૈકુંઠમાં બેઠા પછી.

**ગાયન.**

ધન્ય ધન્ય દીન આજનો, ધન્ય ઘડી પળવાર;
ભગવતી ચરણ પ્રતાપથી સફળ થયો અવતાર.

**( ગોફ સાથનું ગાયન.)**

નિત્ય ધરો ધ્યાંન અલબેલી રે આનંદથી જો
આવો વેલી સાહેલી બાળા બેની
સંગે રંગે ઉમંગે તાળ લેની-આવો

## સાખી.

બાળા સુંદર બાગમાં વિનંતી સુંદર ફુલ
સરસ સુવાસ લઈ સદા દે આશીશ અમૂલ
સુંદર શિક્ષણ મેળવો બેન સાચી શીખ મણેરે
સજની ધ્યાન દાન દઈ
પ્રિત ધરીને પ્રેમદા થઈને વ્હાલા જો વીન આવાર
આવો બેની લાવો લેની સખીઓ મંદીર

## ( પતીવૃતનું ગાયન. )

અમારૂં સ્વર્ગનું બારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં
અમોને મોક્ષ દેનારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં
સુબુદ્ધી સાથ વસનારૂં કુબુદ્ધી દુર કરનારૂં
પિયુનો પ્રેમ પાનારૂં પતિવૃત પ્રાણથી પ્યારૂં
ભલે ભૂખે મરી જઈએ કદી કંગાળ જો થઈએ
દુઃખો દેખી ન ડરનારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં
અમોને કેદમાં રાખો કદાપિ બેડીઓ નાંખો
છતાં નાં ટેક તજનારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં
ભલેને ભય ઘણો આપો કદી તલવારથી કાપો
નહિં તલભાર ડગનારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં
ઘણું દુઃખ સાસરે સહીશું કદી ના કોઇને કહીશું

૧૦૪૮૦



અમારા શ્રેયને સારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં
પતિ જો હોય પતવાળો કુટીલ યા અંધ હો કાંણો
તથાપિ ચીત ચાહનારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં
ભલે રોગી અરોગી હો અગર ધનહીણ યોગી હો
ધણી ભગવંત સમ ધારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં
અભણ કે હોય અજ્ઞાની શકે ના પ્રેમને જાણી
છતાં શીરછત્ર છે મારૂં પતિવૃત પ્રાણથી પ્યારૂં
અમારો દેવ છે સ્વામી અમારી ભક્તિ ત્યાં જામી
હૃદય ભરથાર રટનારૂં પતિવૃત પ્રાણથી પ્યારૂં
ભર્યાં ભંડાર નાણાંથી સુવસ્ત્રો કે ઘરેણાંથી
કદીના ચીત ચળનારૂં પતિવૃત પ્રાણથી પ્યારૂં
નહિ લલચાઈએ લોભે નહિ મન માનશે મોહે
ખરેખર એ બધું ખારૂં પતિવૃત પ્રાણથી પ્યારૂં
રવિ પશ્ચીમ ઉદય થાયે સીંહણસુત તૃણ જો ખાયે
તથાપિ હામ ના હારૂં પતિવૃત પ્રાણથી પ્યારૂં
દ્રુપદ તન્યા અને તારા સુકન્યા ને સતી સીતા
પતિવૃત તેહ સમ પાળું પતિવૃત પ્રાણથી પ્યારૂં
કહે શંકર સફળ જીવ્યું મળે જેને સતી નારી
તરે પોતે અને નીજ નાથને સંસાર દે તારી

૯

## ગાયન.

મારૂં મન માન્યું છે સાદી ખાદીથી
અળગાં કરો ને કાપડ વિદેશી—મારૂં
કાંતોને રેંટીયા પહેરોને ખાદી
પવિત્ર રેંટીયાને પૂજોને પ્રેમથી—મારૂં
માનો ગાંધીજીને નમન કરીને
પ્રભુ ભક્તિથી છોડાવો જેલથી—મારૂં
સુતરને તાંતણે સ્વરાજ્ય લેવા
પનોતી ખાદીની બનાવો ગાદી—મારૂં

## વૃધ્ધલગ્ન વીષે ભાષણ.

જ્યાં પ્રેમનો અંશ પ્રદગ્ધ થાય, સંસાર ખારો બનતો જણાય.
હાની કરે જે કુળમાં હજારી, દુરે કરો વૃધ્ધ વિવાહની ઝાળી

પ્રમુખ સાહેબ સદગૃહસ્થો અને પવિત્ર બેનો—આજના સમયને સફળ કરવા માટે મારી સુજ્ઞ બ્હેનોએ જે પોતાના વિચાર બળને વિસ્તાર્યું છે તે સાંભળી આપણે બધા કૃતકૃતાર્થ થયાં છીયે આ બધ્ધા ઉપ્યોગી વિષયોને સાથે હજુ એક વિષયને દાખલ કરવાની જરૂર છે, તે વિષય એ છે કે—આ તે ઘરસંસાર કે વનવાસ આ અન્યોકિતથી આપનાં મનમાં આશ્ચર્ય થશે પણ તેનું સ્પષ્ટિકરણ કરવાથી સૌ સ્પષ્ટ થઈ જશે આજ કાલ

એક અધર્મ રિવાજના વેગથી કેટલાક ઘરવાસ વનવાસ જેવા થઈ ગયા છે. ઘરવહેવાર ચલાવવો તે સ્ત્રી પુરૂષની સમાન વય ઉપર આધાર રાખેછે. તે પણ જેઓ યોગ્યાવસ્થા પામ્યા પછી વહેવારમાં પ્રવેશ કરે તોજ, તે કીંચીત સુખનો અનુભવ કરી શકે છે, પણ આજ કાલતો બાર વરષની બાળા અને અડતાળીસ વર્ષના વરરાજા આ કજાડાનાં કષ્ટનો બોજો વધારે અબળા ઉપર ઉતરે છે કારણકે તે બુઢા કાકા તો બે ચાર વરસના મેમાન સમાન હોય છે. પણ નીરાધાર અબળાને જીંદગી ગુજારવી તે તલવારના પ્રહાર જેવી થઈ પડેછે. કુદરતના નિયમ પ્રમાણે તો જેમ સ્ત્રી એકજ પુરૂષ સાથે વિવાહિત થઈ શકે છે, તેમજ પુરૂષે પણ એકજ સ્ત્રીનું પાણીગ્રહણ કરવું જોઇએ, પરંતુ આ નિયમ હાલ પ્રચલિત ન હોવાથી કોઈ ક્રિયામાં મુકી શકાતું નથી, તેમ જ્ઞાતિઓમાં પણ એવા પ્રકારના કાંઈ બંધારણો નથી કે, જે અબળાને સહાયકારી થઈ તેને અફાતમાંથી બચાવી-શકે. આથી આખર પરિણામ એ આવેછે કે, વિધવાઓની વૃધ્ધી થતી જાય છે. અને ઘરવાસ તે વનવાસ જેવા થઇ પડે છે. અરે વનવાસ કરતાં પણ તે અબળાને ઘરવાસ વધારે કઠણ થઈ પડે છે. મને કહેવા દો કે, આ કઢંગા રિવાજ મુખ્ય બે ત્રણ કાર-ણથી વધવા પામ્યા છે એક તો પાપી પિતાઓ ધનના લોભી થઈ પોતાની લાડકવાઈ બાળા પાસે પોતાના હાથે ચુડા ભંગ

કરાવે છે. બીજું જ્ઞાતિના આગેવાનોની ઉપેક્ષા અને કેળવણી ની ખામી. આવા કેટલાક હેતુથી અગ્નીજવાલા વધ્યા કરે છે. અને કોમળ બાળાઓની જીંદગી ઉકાળેછે. અહા લગભગ પચાસ વર્ષની અવસ્થા ને ધોળાનો ધણી થયો છતાં પણ બાર વર્ષની બાળાનું પાણીગ્રહણ કરવાની ઈચ્છા કરેછે, એ કેટલી શરમની વાત છે. પોતાને માટે તો કદાચ થોડા વખતમાં ચિત્તા તૈયાર થાય છે, પણ પછવાડે નાની વયની અબળા માટે પણ ચીંતારૂપી ચિત્તા તૈયાર કરતો જાય છે. આવા ક્રુર રિવાજનો ભોગ થઈ પડેલી બાળાઓને બચાવવા હું આપ સર્વ બ્હેનોને તથા જ્ઞાતિના આગેવાન શેઠીઆઓને તેમજ વિધ્વાન વર્ગને પણ વિજ્ઞપ્તિ કરૂં છું જે આવા અગ્નીકુંડમાં પડેલી બાળાઓના શ્રાપથી આ ભારતં ભુમીની અધોદશા થતી જાયછે. એમ મને ભાષે છે. આ વખતે મને યાદ આવે છે કે—

બાર વર્ષની નિર્મળ બાળા સુંદરી. સાઠ વર્ષના ડોશા સાથે જાયજો.
આર્ય બંધુઓ ચેતો કાંઈરે ચિત્તમાં, તે અન્યાય અતીશય થાયજો.

પશુશાળાઓ કરાવી પશુઓને બચાવવા દયાળુ થવાનો દાવો કરોછો, પણ આ નિરાધાર બાળાને બચાવવા કોઈ નજર કરતું નથી, એ કેટલા ખેદની વાત છે. હે આર્યજનો ! તમારા

દયાના સંસ્કાર ક્યાં કરમાઈ ગયાં કે. આવી અનાથ બાળાઓનો બચાવ કરી શકતા નથી છેવટમાં હું એટલુંજ કહીશ કે વનવાસ જાય અને નગરવાસ થાય એવું કરી અને દેશની દુર્દશાને દેશવટો આપો.

( વર કન્યાના લગ્ન વખતે ખુલું કહેવામાં આવે છે કે, )

**पूर्वमायुः परीक्षेत पश्चाल्लक्षणमेवच ॥**
**आयुर्हीननरस्त्रीणां लक्षणैः किंप्रयोजनम् ॥**
**आदौतातवरंपश्येत् पश्चात्पश्येत्धनंकुलम् ॥**
**यदिनास्तिवरोविद्वान् किं करतव्यं धनैः कुलैः ॥**
**अंधाय हीनवित्ताय बधिराय शठाय च ॥**
**व्यसनासक्तचित्ताय नदेया कन्यका बुधैः ॥**
**नातिदूरे समीपस्थे नाताढ्ये नातिदुर्बले ॥**
**वृतिहीने च मूर्खे च षट्सु कन्या न दीयताम् ॥**

તેનો સારાંશ એ છે જે સઉથી પેલાં વરની આયુષ્ય તપાસવી પછી લક્ષણ જોવાં, કદી લક્ષણવાળો હોએ અને વૃધ વયનો હોએ તો પછી લક્ષણ તેનાં શું કામના ? માટે પિતાની પ્રથમ ફરજ ચિરંજીવીત વર જોવાની છે પછી ધન અને ત્યારબાદ કુળ જોવાનું છે કદી વિધ્વાન વર ન હોય તો પછી તેના કુળ અને પૈસો શું કામના છે ? જો મૂરતિઓ આંધળો ધનવગરનો બેહેરો મૂરખ અને જેનું ચિત વ્યસનમય બની રહ્યું છે, તેને

બુધીમાન પૂરૂષો કન્યા આપતા નથી. વળી વરપક્ષવાળા અતી દૂર રહેતા હોય. અને તદન બાજુમાં રહેતા હોએ, મૂરતીઓ ભેસાંસુરની માફક અતિ જાડો હોય નબળા બાંધાનો હોએ અને આજીવિકાના સાધન વગરનો હોએ એ છ જણને કન્યા ન આપવી એવું શાસ્ત્રોનું ખુલું કથન છે વળી બુધીમાન પુરૂષોએ પોતાની કન્યા નીચે લખેલા શખસોને પણ ન આપવી જોઈએ.

વૃધ, ખરાબવ્યસનવાળો, દયાહીન, રોગી, મહાપાપી, નપુંસક, દુષ્ટકુળમાં ઉત્પન થયેલો, ચુગલીખોર, જુગારી દરિદ્ર કૃપણ ક્ષણિકચિતવાળો, હમેશાં પ્રવાસમાં રહેવાવાળો, કરજદાર ભિક્ષુકવૃતિવાળો એટલે બીજાને યાચનાર અને પ્રીતિશૂન્ય, એવાને વર તરીકે પસંદ કરવો ન જોઈએ. બાકી નીચેના ગુણોવાળો વર શાસ્ત્રકારોએ ઉતમ ગણેલો છે.

**विद्याशौर्यघनाश्रयोगुणनिधिः ख्यातो युवासुंदरः**
**साचारः सुकुलोद्भवो मधुरवाग्दातादयासागरः**
**भोगी भूरिकुटुंबवान् स्थिरमतिः पापार्तिहीनो बली**
**जामाता परिवर्णितः कविवरै रेवं विधः सत्तमः**

વિધ્યા, શૌર્ય, ધનવાળો, ગુણવાળો ખ્યાતીવાલો, જુવાન સ્વરૂપવાન આચારવાન, સારોકુળવાન, મીઠું બોલનારો, દાતા,

દયાવાન ઉપભોગ કરવા સમર્થ કુટુંબવાલો, સ્થીરમતિવાળો પાપ રહિત બળવાન—ઉપલા ગુણવાળાઓને કન્યા આપવાનું શાસ્ત્રકારો કહે છે.

### દોહરો.

વૃધ લગ્નથી સંતતી, અવશ્ય નિરબળ થાય
જીતેંદ્રીય દંપતિવડે, ક્ષત્રીય ઉત્પન્ન થાય
એવા ક્ષત્રી વીરનર જેનો ગુણ છે ન્યાય
ગાય ગરીબને પુત્રીની વ્હારે જલ્દી ધાય

એટલું બોલી હું બેસવાની રજા લઉં છઉં

### મરણ પાછળ મીષ્ટાન સંબંધી સંભાષણ.

સાથે હર્યાં, સાથે ફર્યાં, સાથે વસ્યાં સાથે, હસ્યાં.
અતિ સ્નેહથી સાથે જમ્યાં તે તો વિચારો સૌ ખસ્યાં.
બેઠા ઉડાવા માલને, મિષ્ટાન નિર્દયતા ધરી.
હે નાથ એવી ક્રૂરતાને આર્યમાંથી કર પરી.

પ્રમુખ સાહેબ સદ્‌ગૃહસ્થો અને વહાલી બેહેનો મારી સુજ્ઞ બહેને જે પોતાનાં વૃધવિવાહનાં નિષેધ માટે અસરકારક વિવેચન કર્યું છે તે ખરેખર સ્તુત્ય છે. તેવાજ વિષયને લગતા એક ક્રૂર રિવાજનો નિષેધ કરવા હું પણ મારી અલ્પશક્તિ અનુસાર બે શબ્દો બોલવા આપની પાસેથી રજા લઉં છું.

શુશીલ બહેનો અને ભાઇઓ મૃત્યુ પાછળ મિષ્ટાંન ખવરાવવાં અને દાડાઓમાં ભોજનો ઉડાવવાનો જે બેવકુફીથી ભરેલો રીવાજ આર્યાવૃતની દરેક નાતમાં નજરે પડે છે. તે પણ હાનીકારક છે. મરનારની પછવાડે દીલગીરી જણાવવાને અને શોક પાળવાને બદલે આપણે તો મીઠાં મીઠાં ભોજનો જમીએ છીએ, આપણું હૃદય કેવું નિષ્ઠુર છે આપણું મગજ કેવું વિચાર શૂન્ય છે, તે આપના આ રિવાજથી સર્વ કોઈ જાણી શકશે કે, ઘરમાં કોઈને ખાવા પુરતું મળતું હોય કે નહીં, પણ જ્ઞાતીની રૂઢીના જોરથી બિચારા ગરીબ લોકો કરજ કરીને જ્ઞાતી ભોજન કરેછે તેઓની સ્થીતિ તો એટલી દયાપાત્ર છે કે તેનું વર્ણન કરતાં મારી જીભ અટકી પડેછે. માટે બહેનો અને ભાઈઓ આ બધી હકીકત લક્ષમાં લઈને એ ક્રુર રિવાજો અટકાવવા માટે તત્પર થવું જોઈએ. હીંદુશાસ્ત્રમાં તો ખુલ્લું કહેવામાં આવ્યું છે કે,

आमीषं चर्मजं वारि, आमीषं प्रेत भोजनं
आमीषं शुद्र शेषान्नं, कन्या द्रव्य तथामिषं

તેનો સારાંશ એ છે જે, ચામડામાં રહેલુ એટલે ચામડાંની પખાલનું પાણી અથવા ચામડાનાં ચરુમાં રહેલું પાણી મરણ પાછળનું જમણ જમવું શુદ્રનું ઉચ્ચીષ્ટ અન્ન લેવું તે માંસ ખાવાના જેટલું દુષીત છે અને દીકરી ઉપરથી ધન લઈ તેનો ઉપયોગ કરનારા તો તેથી પણ વિષેશ એટલે માંસ મદીરાનો ઉપયોગ

કરનારા જેટલા પાપી બનેછે, તેથી વિશેષ પાપી બનેછે. કારણ કે નીતી શાસ્ત્રમાં લખ્યું છે કે, જે માબાપ પોતાની વહાલી પુત્રી જે ગરીબ ગાય જેવી છે તેની ઉપરથી કોઈબી બહાને સામા પક્ષવાળા પાસેથી પૈસા કઢાવે છે તે તો રવરવ નરકમાં પડેછે અને જે પુત્રીના લગ્ન થનાર હોય તેની માતા તે પુત્રીના હૃદયની કીંમત લે છે, બાપ તથા કાકા શીર ( માથાંની ) કીંમત લે છે ભાઈભાંડુ હાથ પગની કીમત લે છે તથા તેની જાનમાં જઈ ને જમણ જમવાની મોજ માણનારાઓ તે પુત્રીનું લોહી પીએ છે. ઈશ્વર કૃપાથી આપણી જ્ઞાતીમાં પુત્રી ઉપરથી ધન લેનારાઓની સંખ્યા બહુજ થોડી છે તોપણ તદન નથી એમતો કહી શકાએજ નહીં.

## જ્ઞાનવિષે રાસડો.

કેઈ મીઠડાં અમુલાં અટુલાં અજ્ઞાનતણાં ગોરશ લ્યો ગોરશ લ્યો
ઘણાં મોંઘાં રસાળાં સુવાળાં આ તત્વતણાં ગોરશ લ્યો ગોરશ લ્યો
પરમ શુદ્ધ હૃદયમાંહી દૂધ તો ભર્યાં આ-(૨. વાર)
ગુરૂએ દીધેલ જ્ઞાન દધીએને ચાખ્યાં-( ૨-વાર )
એની બલીહારી હું એની મહીયારી એવા ગોરશ લ્યો ગોરશ લ્યો
કાચાં પોંચા મારી મટકીને ઝાંખે ( ૨-વાર )
જીવન સમરપે તો તેની મઝાહ ચાખે-( ૨-વાર )
ઉરને ઉધારી લેજો ભવને સુધારી એવા ગોરશ લ્યો ગોરશ લ્યો.

વિષીદ અવીછીન ભ્રમ જ્ઞાન ઉરે રાખ્પો:-( ૨-વાર )
ગોરશ ચાખી ગોરશા ને ફ્રોડી નાંખ્પો:-( ૨-વાર ) .
હેબ્મે ધીરે ઉતારી મટકી મારી ભલા ગોરશ લ્યો ગોરશ લ્યો

## વિદાય થતી વેળાનું ગાયન.

શુદ્ધ સુંદર અતી મનોહર મંત્ર વંદે માતરમ
મૃદુલ શુખકર શુખ્પ:કારી એક વંદે માતરમ—શુદ્ધ
મંત્ર યા હય તંત્ર યા હય જંત્ર વંદે માતરમ
સીધ્ધી દાયક બુધ્ધી દાયક એક વંદે માતરમ—શુદ્ધ
હરઘડી હર બાહાર રહો હર નામ વંદે માતરમ
હરદમ હમેશાં બોલ્યે ગુરૂ મંત્ર વંદે માતરમ—શુદ્ધ
જપીએ નીરંતર સુધ્ધ મનસે એક વંદે માતરમ
સોતે સમય ખાતે સમયકર ગાન વંદે માતરમ—શુદ્ધ

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

